# वउठाना मेळानुं वरणन.

## गरबो.

ઇશ્વર કૃપાથી રચી પ્રસિદ્ધ કરનાર

ઓઝા. કરુણાશંકર ગીરજાશંકર

તાલુકે ધોળકાનો શ્રીમાળી બ્રાહ્મણ.

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અ૦ યુ૦ પ્રીં૦ અને
જ૦ એ૦ કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સન ૧૮૮૧. સંવત ૧૯૩૮.

કિંમત સવા આનો.

# પ્રસ્તાવના.

વાંચનારા વીવેકી સજ્જનોને વિનંતી જે આ વઊઠાનાં મેળાનુ નહાનું સરખુ પુસ્તક ગરબાના રાગની કવિતામાં, બનાવી પ્રસીધ ઈશ્વિર કૃપાથી કર્યું. તે પહેલથી તે છેવટ સુધી વાંચવાથી તે મધ્યેનો સઘળો સાર સમજાશે. પરંતુ તેમાં કાંઈ હ્રસ્વ દીર્ઘ અથવા ગરબાની કવિતાની ટુકોમાં અક્ષર વધતો ઘટતો હોય, અથવા અશુદ્ધ લખાયું હોય તો તે માફ કરીને વીદ્વાનલોકો તે સુધારીને વાંચશો.

પરંતુ આ મેળા વીશેની વાત ઘણા દુરના લોકોને જાણવા સારૂ પ્રસીદ્ધ કરીછે. શિવાય કારતકી પુનમનો મેળો નર્મદાકાંઠે તથા શામળાજી તથા ગંગાકાંઠે હરદ્વાર વીગેરે તીર્થમધ્યે ભરાય છે. તે સરવેને જાણવાસારૂ લખ્યુછે.

તા. ૨૮ મી માહે ફેબ્રુઆરી સને ૧૮૮૧



(दोहरो.)

वडठानुंवृतांत जे, वांचे नरने नार्य;
अकलवंत अधिकां थशे, साभरमातु तार्य. १

# ॥ श्रीगणेशायनमः ॥

# અથ વણેઠાના મેળાનું વરણંન.

## ગરબો.

માતુ પાવાની પટરાંણી કે કાળી કાળકારે લોલ
એ રાગનો ગરબો.

પ્રથમ હું પારવતીનો પુત્ર તે, પુજુ પ્રીત્યથીરે લોલ;
ગુણીજન ગુણલાયક ગણપતી, સમો દાતા નથીરે લોલ. ૧
સરસ્વતી સીદ્ધ કરો મુજ કાવ્ય, અંબીકા ઈશ્વરીરે લોલ;
વ્યાપીક વારાહી તું વીશ્વ, પુરણ પરમેશ્વરીરે લોલ. ૨
શિવ શિવ શંભુ દીનદયાળ, અધીપતી ઈષ્ટ છેરે લોલ;
મુક્તીપતી મુજ મહારાજ, ખબર સહુની લેરે લોલ. ૩
ઈલાકો ઈંગ્રેજી અમુલ, મુળ મુંબાઈ તણોરે લોલ;
સહુથી વખણાયો વીશેશ, ગુણસાગર ઘણોરે લોલ. ૪
દુલભ દેશ દુઃખભંજન, ભલો ગુજરાતમાંરે લોલ;
જીલ્લો અમદાવાદ અનુપ, પુરણ પ્રખ્યાતમાંરે લોલ. ૫
તે તળે તાલુકો છે સાર, ધોળકા નામનોરે લોલ;
મોજે વણેઠા તેહેનું ગામ, આશ્રમ ધામનોરે લોલ. ૬
સાભરમતી તહાં શોભંત, વહે ક્ષીપ્રા સમીરે લોલ;

બીજી ખટ નદીયોનો સાથ, લઇને તહાં રમીરે લોલ. ૭
સાબર આરજુગની માત, ચોસઠ છે ચંડીકારે લોલ;
મેવાડ મહાંથી નીસરી માત, આદ્ય તે અંબીકારે લોલ. ૮
પરવરી પાંચ શત્માકોશકે, મેંટલીયે મળીરે લોલ;
સુંદર ખંભાતી અખાતકે, મધ્યે જઈ ભળીરે લોલ. ૯
કેટલીક નદીયોમાંનાં નીર, ખુટી ખાલી થયાંરે લોલ;
સાબર નદી નર્મદા તુલ્ય, હજુ ભરપુર વહ્યાંરે લોલ. ૧૦
સાબરમધ્યે સંઘમ માંહ્ય, સ્નાન કરે જઇરે લોલ;
કોટી વીપ્રો પ્રાશ્ચીત જાય, પીશાચ પ્રલે થઇરે લોલ. ૧૧
શોભે માત નર્મદા તીરે, જેમ ઓંમકારજીરે લોલ;
સાંભુ શિવનું દેરૂ સાર, સિધ હનુમાનજીરે લોલ. ૧૨
વીવેકે મેળાનું વરણન, તે વિસ્તારી કહુંરે લોલ;
પુરણ પાંચ કોશનો બેટ, પડે ધેરી સહુરે લોલ. ૧૩
જંગલ મધ્યે મંગલ થાય, મળે બહુ માનવીરે લોલ;
વર્ષમાં કારતીક પહેલે પક્ષ, રૂડી રચના નવીરે લોલ. ૧૪
સઘળી રચના કરવા કાજ, આજ ઇચ્છુ સહીરે લોલ;
ગરબા ગાજો નરને નાર્ય, નદી ત્રડમાં રહીરે લોલ. ૧૫
તંબુ તાણી ત્રડની માંય, પડે સહુ પ્રાણીઓરે લોલ;
ઉછવ આનંદ અધીકો થાય, જુગતે જાણીઓરે લોલ. ૧૬
આશરે અષ્ટ સહસ્ર સંખ્યાય, કહુ તંબુ તણાંરે લોલ;
સ્રીયો પુરૂષો તાસુ પ્રમાણ, લક્ષલેખે ઘણાંરે લોલ. ૧૭

કનાતવાળા છે કેટલાક કે, તાંણી રાવઠીયોરે લોલ;
તેવા શોભીત સારા તંબુ, કમાન્ય કાંમઠીયોરે લોલ. ૧૮
જુનો જાગટણ સાહેબ સુરે, કામ તેથી સર્યુરે લોલ;
મુળથી મેળાનું મંડાણ, પ્રથમ તેણે કર્યુરે લોલ. ૧૯
જીલ્લે આગળ તે ઇંગ્રેજ કે, આસિસ્ટંન હતોરે લોલ;
કીધો સુધારો શુભ સાર, થયો ગુણમાં છતોરે લોલ. ૨૦
ચોકી પેરા બંદોબસ્ત, કર્યા તેણે બહુરે લોલ;
હજુ પણ આવે પલટણ સાર, તેથી સુખીયા સહુરે. ૨૧
તોપણ તશ્કર લુટી જાય, ઘરેણાં ગાંસડારે લોલ;
ગુમાર ગંઠીયા તોડી, તંબુના રાસડારે લોલ. ૨૨
ગાડાં ગાડીનો નહી પાર, બહુ બેલો ઘણારે લોલ;
ઘોડાં વીગરે વાંહન સાર કે, શોભીત નહીં મણારે લોલ. ૨૩
ઉમંગે આવે અમદાવાદી, નકી નડીયાદનારે લોલ;
ખેડા ખચીત આવે તહાંય, મહેમદાવાદનારે લોલ. ૨૪
સુણજો સોજીત્રાનું સર્વ, કપડવંજનારે લોલ;
ચડોતર સઘળુ ચાલે તહાંય, ચુકે કયમ વંદનારે લોલ. ૨૫
આવે ખુબ બની ખંભાત કે, નવાપ નૃપત તહાંરે લોલ;
ધોળકુ ધરમી આવે તહાંય કે, રૂડુ રમતસમહાંરે લોલ. ૨૬
સઘળો સાબર કાંઠો સાર કે, ફરતાં ગાંમનારે લોલ;
કાઠીયાવાડી ને હાલારી કે, ભાલી ભાવમાંરે લોલ. ૨૭
ભાવનગરી ને ભરૂચી, સૂરત શેહેરનારે લોલ;

મુંબાઈ મહા મોટુ છે સ્થાન કે, તેપણ પહેલમાંરે લોલ. ૨૮
જ્યાંબુરદ્વિપ જુગતે જાણ કે, સહુ ગુજરાતનારે લોલ;
આવે અમીરને ઉમરાવ કે, બહુ બહુ જાતનારે લોલ. ૨૯
ત્રયોદશીથી પ્રતીપદાય, અપાર ઉમેદનીરે લોલ. ૩૦
દુલભ દીન ત્રૈણમાં તહાંય, મળે બહુ મેદનીરે લોલ;
ઇશ્વર ઇચ્છાનો ઊછરંગ, નહી કોઈ નોતરારે લોલ;
એ સહુ ઉલટતણો અંકોર, ધીંગાંણે બોતરારે લોલ. ૩૧
આવે દેબરીયો બહુ સંઘ, પુન્યમ પ્રભાતમાંરે લોલ;
ગરદી દસઘણી તહાં થાય કે, તે દીન રાત્યમાંરે લોલ. ૩૨
વીપ્રો વણીકને વળી વૈશ કે, સોની સુતાર તહાંરે લોલ;
પ્રજાપત ઘડી લાવે બહુ ઘાટ કે, વેચે વાટમાંરે લોલ. ૩૩
લવાર લક્ષ હીંદુતાં લોક કે, મળ્યાં બહુ નાત્યનારે લોલ;
પારસી પઠાંણ મુસલમાન કે, જુજવી જાત્યનારે લોલ. ૩૪
આવે ઇંગ્રેજો ઊદાર કે, ગોરા ગુણીજનોરે લોલ;
અશ્વે બેસીને સરદાર કે, સૂરા સજનોરે લોલ. ૩૫
કરતા ફેરી બહુ ફોજદાર કે, તપાસ લહે તહાંરે લોલ;
કારણ પડ્યો કમાવિસદાર કે, દેરૂ છે જ્હાંરે લોલ. ૩૬
વરસે લાડુનો વરસાદ, વળી પૈસા તણોરે લોલ;
બ્રાહ્મણ કરે બહુ ભોજન, હર્ષ હઇયે ઘણોરે લોલ. ૩૭
લોભી દીનમાં દશ જવાર, જાય જમવા તહાંરે લોલ;
પછીથી વિપ્રો કરે વમન, પડે માંદા સહીરે લોલ. ૩૮

ચૌટું જાણે ચાંપાનેર કે, સીધી લાઇનમાંરે લોલ;
બે બાજુએ બહુ વિશાળ કે, લાંબુ માઇલમાંરે લોલ. ૩૯
મોદી ગાંધી કરતા ગ્યાન, તંબોળી ત્યાં વસેરે લોલ;
દોશીવાણીઆ વેપારી, બેઠાં બહુ રસેરે લોલ. ૪૦
કેળાંવાળાને કંદોઇ કે, સઘળુ શાક તહાંરે લોલ;
સુંદર સેલડીઓ જો સરસ કે, વળી પકવાન જ્હાંરે લોલ. ૪૧
દેખો દુકાનો સહુ શોભીત, બનીયો બહારનારે લોલ;
સઘળા કરતા ભારે શોખ કે, બેશ બજારનીરે લોલ. ૪૨
વળી જો વોહોરા વેચે ઉન કે, ઉદ્યમ અતીઘણોરે લોલ;
આપી ઇંગ્રેજી સામાન, હરે જર સહુતણોરે લોલ. ૪૩
દારૂખાનુ પણ તે લોક કે, લાવે લુટવારે લોલ;
જે જન આવે ભોળા ભુપ કે, તેને ધુતવારે લોલ. ૪૪
રૂડાં રમકડાં ઇંગ્રેજી, મળે અતીકા તણારે લોલ;
શુભ જો મીસરીનાં પણ સાર કે, લે લોકો ઘણારે લોલ. ૪૫
કહુંછુ કંસારા બજાર, પડ્યા સહુ પાછલેરે લોલ;
ઘાટો ઘડી ઘણા તે લાવ્યા, લેનાર બહુ મળેરે લોલ. ૪૬
વાગે ઇંગ્રેજી વાજીંત્ર, મધુરા ગાનમાંરે લોલ;
સુણતાં ઉપજે પ્રેમ અપાર કે, સુંદર કાનમાંરે લોલ. ૪૭
*ચીનાઇ ચીજોને ચગડોળ કે, બેસે બહુજનોરે લોલ;

---

* આ મેળા મધ્યે દેશ દેશથી હજારો રૂપૈયાનો માલ આવે છે તે ખપી જાયછે, કેટલાક કમાઇને જાયછે. તથા ઘણા ખોઇને પણ જાયછે. કેટલાક એસ કરીને જાયછે.

તમાસા તરે તરેહ ત્યાં થાય કે, ખુશી કરે મનોરે લોલ. ૪૮
હવે જોઈ વાધે હીત અપાર કે, દીવસને રજનીરે લોલ;
રૂપાઈ જોઈ મનરંજન થાય કે, ચંદ્રની ચંદનીરે લોલ. ૪૯
પુષ્પે પ્યારો લાગે બાગ કે, વીશેષ વસંતમાંરે લોલ;
હાંડી ગ્લાસ દીપક જોત કે, અતી આનંદમાંરે લોલ. ૫૦
મળી બહુ મંડળીઓ દરશવીશ કે, પ્રભુપદ ગાનમાંરે લોલ;
એળા નાચે ખુબી થાય કે, રાત્રે તાંનમાંરે લોલ. ૫૧
આવે બાલતણાં જે ભુત કે, કેળાં કરડતાંરે લોલ;
તે સહુ બજારમધ્યે જાય કે, બુમો બરડતાંરે લોલ. ૫૨
અવર બહુ આતસબાજી થાય, હવાઈઓ ચાલતીરે લોલ;
કેકના કપડાં બાળે સરવ, મેળામાં મહાલતીરે લોલ. ૫૩
એવા નુકતાં અતી અપાર કે, વરણન શું કરૂંરે લોલ;
લખતાં લેખણ થાકી જાય, ધ્યાન શિવનું ધરૂંરે લોલ. ૫૪
હવે હું હોંસ થકી હિતકાર, કહુંછુ અહીંલગીરે લોલ;
બધો આ બાજીગરનો ખેલ, જતી રહે જીંદગીરે લોલ. ૫૫
ઉત્તમ આ તીરથછે સાર કે, કરો શુદ્ધ કામનેરે લોલ;
સાંભળ મહાતમ લખીયું સાર, સેવો શીવ શાંમનેરે લોલ. ૫૬
તેહેનુ શ્રેષ્ટ એક પુરાણ, શુભ સંસ્કૃતમાંરે લોલ;
તેળો મોક્ષ કારણે અર્થ, બાંધ્યો આ યુગમાંરે લોલ. ૫૭
મોટા મહાપુરૂષોનુ કામ, સજન સહુ જાણજોરે લોલ;
કરો અહીં પરમાર્થનું કામ, પુરણ પ્રમાણજોરે લોલ. ૫૮

જુઓ જેમ મળ્યા માણસો સર્વ, ત્રૈણ રાત્રી અહીંરે લોલ;
પરંતુ પ્રતીપદાને દીન કે, સાંજે કોઈ નહીંરે લોલ. ૫૯
તેવું જવું એક દીન સાર, પ્રતીબીંબ પાણીનુંરે લોલ;
હલાવ્યે તરત ફીટી જાય, તેવી એંધાણીનુંરે લોલ. ૬૦
વળી જો વીજળીનું દ્રષ્ટાંત કે, થઈને જતી રહેરે લોલ;
તેનુ ધન જોબનને આયુશ, મુનીયો એમ કહેરે લોલ. ૬૧
અત્રે કરજો સારૂ કામ, રૂદે વિચારજોરે લોલ;
કરીને કુકર્મોને દુર, ધર્મને ધારજોરે લોલ. ૬૨
કર્યાં જે જન્મ થકી કુકર્મ કે, તીર્થમાં નાશ જતાંરે લોલ;
તીર્થમાં આવી કરશે કર્મ, વજ્ર લેપન થતાંરે લોલ. ૬૩
કરૂછુ હર્ષ થકી આ કાવ્ય, રદયમાં ધારજોરે લોલ;
સહુ કવિયોનો છુ હું દાસ કે, સરવે જાણજોરે લોલ. ૬૪
કહ્યું આ અલ્પબુદ્ધિયે આજ, માફ કરો માનવોરે લોલ;
વાયુ વશ જેમ તરણુ હોય, મને તેમ ધારવોરે લોલ. ૬૫
ગરબો ગાસે જે કોઈ જન, રૂદે વીચારશેરે લોલ;
પ્રભુજી પુરણ પુરશે આશ, ધર્મને ધારશેરે લોલ. ૬૬
સાભર સરસે સઘળાં કામ, વીઘનને વારશેરે લોલ;
ગૃહમાં રહીને ગાશે જેહ, નકી ઉધારશેરે લોલ. ૬૭
સંવત ઓગણીસો ચોત્રીસ, માઘના માસમાંરે લોલ;
વદમાં દ્વાદશી દુલભ, ગુરૂની વાસમાંરે લોલ. ૬૮
દહીનુ કરૂણાશંકર નામ, ધોળકા ધામનોરે લોલ;

બ્રાહ્મણ શ્રીમાળી શુભ સાર, આસરો રામનોરે લોલ. ૬૯
મામો હરીશંકર હીતકાર, કીપા કીધી ઘણીરે લોલ;
ભાણ્યો ભાગ્યશાળી ભરપુર, રત્ન મધ્યે મણીરે લોલ. ૭૦
વિદ્યા બુદ્ધિનો વીવેક, મને દીધો બહુરે લોલ;
જન્મથી તેનો સહુ આધાર, શિવ શેવી કહુંરે લોલ. ૭૧
કરૂ નિત્ય નીલકંઠની સેવ, ઉપાસીક ઈશનોરે લોલ;
કાવ્યગુરૂ શામળ છે પ્રમાણ, વસા તેવીસનોરે લોલ. ૭૨
એકવાર ઉચરજો શ્રી ઈશ કે, આ અવતારમાંરે લોલ;
શુભ એ તરવા કેરૂ કામ કે, સાગર પારમાંરે લોલ. ૭૩
હે જીવ શિવ શંભુનુ સાર, ભજન કર્ય ભાવથીરે લોલ;
ભવતારણ જે ભોળાનાથ, તુલ્ય બીજો નથીરે લોલ. ૭૪
વ્યાપી રહ્યો વિશ્વમાં એક, ધ્યાન તેનું ધરોરે લોલ;
કીડીથી કુંજર સુધી સાર, શિવ સહુમાં ખરોરે લોલ. ૭૫

